ૐ

શ્રી

ખડતરગચ્છીય મૂનીમહારાજ

# શ્રી મયાસાગરજી વિરચીત
# નૂતન સ્તવનાવળી.

છપાવી પ્રસીદ્ધ કરનાર,

જૈન યુવક મંડળ

મુ. આંતરોલી.

શ્રી લક્ષ્મીવિજય પ્રી. પ્રેસ ( [illegible] ) રતનપોળ નગરશેઠની
મારકીટમાં [illegible]શાહ રાયચંદ [illegible]નલાલે છાપી—અમદાવાદ.

સને ૧૯૨૨ પ્રત ૧૦૦૦ સંવત ૧૯૭૯

કીંમત રૂ. ૦-૨-૦

શ્રી પાર્શ્વનાથાય નમઃ

ખડતર ગચ્છી.

# જૈન મુની મયાસાગરજી, વિરચીત

# નૂતન સ્તવનાવલી.

## મંગલાચરણ દુહા.

સ્વસ્તિ શ્રી મંગલકરણ, થંભણ પાસ જીણુંદ,
પ્રણમી પદપંકજ સદા, પ્રભુના ધરી આનંદ. ૧
શાસન નાયક વિરજી, સમરૂ સદા દિલ માંય,
રંગે રચુ સ્તવનાવલી, હરખ ધરી મન માંય. ૨

## શાંતિનાથજીનું સ્તવન

અહો શીવપુર નગર સોહામણું. એ રાગ.

શાંતિ જીણુંદ દયા કરો, મહેર કરી મહારાજ હો જીનજી.
અબ હું શરણે આવીઓ, સારો વંછીત કાજ હો જીનજી.
શાંતિ જિણુંદ દયા કરો.-૧ એ આંકણી.
અનંત કાલ ભમતાં થકાં, નવી મિલિઓ કોઈ સાથ હો જી.
ચાર ગતી માંહી ભટકીઓ, શુભાશુભ કર્મથી નાથ હો જી.
શાંતિ જિણુંદ.—૨

અબ મનુષ્ય ભવ પામીઓ, તે પણ કર્મની રેખ હો જી.
સામગ્રી સાચી મિલી, હવે પ્રભુ નજરે દેખ હો જી.
શાંતિ જિણંદ.—૩

તુમે તારક બિરૂદ ધરાવીઓ, મુજને તારો દયાળ હો જી.
આપને સર્વે સારીખા, દયાનિધી નજરે નિહાલ હો જી.
શાંતિ જિણંદ.—૪

વિશ્વસેન કુલ દિનમણી, અચરા માત મલાર હો જી.
મુજ અરજી ઉરમાં ધરો, કાંઇ કરો હવે વાર હો જી.
શાંતિ જિણંદ—૫

ઓગણિસો અઠોતેરમાં, આંત્રોલી નગર મોઝાર હો જી.
સુરી કૃપાચંદ્ર પસાયથી, મયાસાગર મુની તાર હો જી.
શાંતિ જિણંદ.—૬ સંપૂર્ણ.

## વાસુપુજ્ય મહારાજનું સ્તવન પહેલું.

### રાગ ભરથરી.

શ્રી વાસુપુજ્ય સાહેબા, સુણો ત્રિભોવન તાતજી.
ભવ્ય હૃદયકુંજ દિનમણી, જયામાત મલારજી.
શ્રી વાસુપુજ્ય સાહેબા. આંકણી.—૧

રક્તવરણ દ્યુતી સુંદરે, મોહે સુરનર અંદજી,
સંતેર ધનુષ્યની દેહડી, બોતેર લાખ વર્ષ આયજી-શ્રી વા. ૨

વાસુપુજ્ય કુલ નભ ચંદ્રમા, સુરતરૂસમ જિનરાજજી.
કરૂણા કર સૌજીવના, સારો વંછીત કાજજી.—શ્રી વા. ૩
ભવ અટવીમાં ભમતાં થકાં, મીલીઓ નહિ કોય સાથજી.
અનંતકાળ સંસારમાં તેથી રઝળ્યો હું નાથજી.—શ્રી વા. ૪
મહેર કરો મુજ ઉપરે, સેવક સામું નિહાલજી,
શરણે આવ્યો પ્રભુ તાહરે, મુજને તારો દયાલજી.—શ્રી વા. ૫
ભવ્ય મનોરથ પુરવા, પોત સમાન જિનરાજજી,
મહીષ લંછન અંગે શોભતે, દેખી આનંદ અપારજી.—શ્રી વા. ૬
ઓગણીસેં અઠોતેરમાં, સુદામડા નગરે મોઝારજી.
મયાસાગર મુની વિનવે, કરો કૃપા હિતકારજી.—શ્રી વા. ૭

## વાસુપુજય મહારાજનુ સ્તવન બીજું.

શાંતિ જિણંદ એક વિનતી. એ રાગમાં.

શ્રી વાસુપુજ્ય સહેબા, સુણો ત્રિભોવન સ્વામીરે,
અરજ કરૂ કર જોડીને, મુજ આતમના વિશ્રામીરે,
શ્રી વાસુપુજ્ય સાહેબા.— ૧

કાલ અનાદિ લગે સહી, સાધારણ તરૂ પામીરે,
પ્રથ વ્યાદિકમાં દુઃખ સહ્યાં કાલ સંખ્યાતીત ધામીરે—શ્રી વા. ૨
કાલ સંખ્યાતી બીતી ગઇ, પંચેંદ્રીપણું પામીરે,
નાના ગતિનાં દુઃખ સહ્યા, તે જાણો શીવ ગામીરે—શ્રી વા. ૩

ઇમ ભવભ્રમણ કરતાં થકાં, કિંચિત પુન્યને જોગેરે,
મનુષ્યપણો મઈ પામીઓ, તે શુભ કર્મને ભોગેરે–શ્રી વા. ૪
ભવોદધી તાપ નિવારવા, મેં સુણ્યો તુંહીજ કામીરે,
તેણે તુઝ ચરણકમલ તણી, સેવા અવીચલ ધામીરે–શ્રી વા. ૫
તુંજ ત્રાતા સંસારનો, તુંહીજ દિન ઓધારીરે,
મુજ વલભ તું મુજ ધણી, ઓરનકો સંસારીરે–શ્રી વા. ૬
આએક ગ્નેયાનંતનો, લોકાલોક પ્રકાશીરે,
સુખ ઘન મંદિર તેં લહ્યો, તુંહીજ છો શીવવાસીરે–શ્રી વા. ૭
ઓગણીસેં અઠે.તેરસેં, સુદામડા નગરે હેતકારીરે,
માધવ સુદી દશમી દિને, પ્રતીષ્ઠા સુજશ વધારીરે–શ્રી વા ૮
સુગતીસુરી કૃપાચંદ્ર તણો, ચુગતી પ્રવર સુવિચારીરે,
મયાસાગર પ્રભુ કીજીએ, સંઘ સકલ સુખ કારીરે–શ્રી વા. ૯

## આદીનાથજીનું સ્તવન.

સુણુ દયાનિધી તુંજ પદપંકજ મુજ મન મધુકર લીનો
પ્રભુ માતા મરૂદેવીના જાયા, ધોરિ લંછન અંગે સોહાયા,
તુમ કંચનવરણી છે કાયા, સુણુ દયાનિધી તુજ પદ
પંકજ મુજ મન મધુકર લિનો. એ આંકણી. ૧
પ્રભુ નાભિરાયા કુલ સોહાયા, તુમે વનિતા નગરીના રાયા
તુમે તીન ભવનને દીપાયા, સુણુ દયાનિધી–૨

હવે મહેર કરી મુજને તારો, શું કીજે વારંવારો,
હાંરે જનમ મરણથી ઊગારો, સુણુ દયાનિધી–૩
હું અનંત કાળ ભવમાં ભમીઓ, શુભાશુભ કરમથાં ઘેરાયો,
હજીએ ન આવ્યો મુજ આરો, સુણુ દયાનિધી–૪
એક અરજી મારી દિલમાં ધારો, છો કરૂણાનિધીના આગારો,
કહે મયાસાગર મુજને તારો, સુણુ દયાનિધી–૫
ઓગણિસો અઠોતેર સાલે, ગાઇ સુદામડા નગરે ઉલાસે,
પ્રભુ દરશનથી ઘણું સુખ થાશે, સુણુ દયાનિધી–૬

## અજીતનાથ મહારાજનું સ્તવન.

### રાગ મલાર.

અજીત જિનેશ્વર પુજીએરે, ત્રિકરણુ સુધ ઉપીયોગ,
તરણુ તારણુ દયાનિધીરે, આતમનો આધાર
ભવિકજન પુજો અજિત જિણુંદ લહિએ સુખ અભંગ–
ભવિકજન —૧ આંકણી.
પ્રભુ દરિશનથી પામીએરે, સુખ સંપતીની કોડ,
દુઃખ દુહગ દુરે ટલેરે, વાધે પુન્ય અંકુર.–ભવીકજન. ૨
સાહેબ સમરથ તું ધણિરે, સરવ જીવ હિતકાર,
અંતર તાપ બુઝાયવારે, પ્રભુ દરીશણુ જલધાર.–ભવીકજન. ૩
જીત શત્રુ નૃપ કુલ દિન મણિરે, વિજયા માતા સુજાત,
ગજ લંછન અંગે સોભતોરે, કંચન વરણુ વિખ્યાત-ભવીકજન. ૪
આતમ જ્ઞાન પ્રગટાયવારે, સુધ મિલ્યો છે સંજોગ;

તન મનથી આરાધશેરે, તે લેશે સિધ વધુ ભોગ–ભવીક. ૫
ઓગણિસો અઠોતેરમાંરે, ચૈત્રિ શુકલ બીજ ભ્રગુવાર.
સુરી કૃપાચંદ્ર સુપસાયથીરે, મયાસાગરે કહિ હિતકાર–ભવીક. ૬

## વાસુપુજ્ય મહારાજનું સ્તવન.

રાગ.

ભવીઆં ભાવ ધરીને ભેટો ભગવાનને રે,
પ્રભુ તારે સારે વંછીત હેવ.
રસીયા શ્રી વાસુપુજના ગુણ ગાઓ રંગશુંરે,
જેહુનિ સુર નરપતી સારે સેવ. ભવીઆં. ૧

સાખી.

બારમા જિનવર પુંજીએ, ધરમ ધુરંધર સ્વાંમ,
વાસુપુજ જીનરાજજી, પુરે વંછીત કામ.

રાગ.

હાંરે આદિનાથ જોવારો સોહામણારે,
અજીત નાથજીની કીજીએ સેવ. ભવીઆં. ૨

સાખી.

રક્તવરણ તનુ દીપતા, દ્વાદસમા જિનચંદ,
મહીષ લંછન તનુ સોભતા, જેહુની કાંતી છે અત્યંત.

રાગ.

પ્રભુજીનો પરચો ચિહું દિસે પરગડોરે
તેના ગુણનો ન આવે પાર. ભવીઆં. ૩

સાખી.

ચ્યાર ગતિમાં ભમતાં થકાં, અબ પાયો પ્રભુજીનો દેદાર,
મન વિસરામી વાહલા: સારો આતમ કાજ.

રાગ.

સંવત ઓગણીસેને અઠયોતેરમાંરે,
મયાસાગર કહે ધરો પ્રભુનું ધ્યાન. ભવીઆં. ૪

## અથ વાસુપુજ્ય મહારાજનું સ્તવન ચૌથું.

ક્રીરપાનાથ મુજ વિનતિ અવધાર એ રાગમાં.

વાસુપુજ્ય જિન સાહિબાજી, કર કરૂણા જગનાથ;
શરણે આવ્યો તુમ તણેજી, કરો પ્રભુ મુજ સનાથરે,
જીનજી મુજ વિનંતી અવધાર. એ આંકણી. (૧)

ભવ અનંત ભમતાં થકાંજી, દુઃખ સહીયેરે અપાર:
કર્મ તણી ગતિ વાંકડીજી, કહેતાં ન આવે પારરે,
જીનજી મુજ. (૨)

નરક નિર્યંચ ગતી હું ભમ્યોજી, તે દુઃખ સહીયાં ન જાય,
છેદન ભેદન તાડનાજી, કર્મ ઉદયથી થાયરે.
જીનજી મુજ. (૩)

દેવગતિમાં અવતર્યોજી, ધર્મ તણો નહિ લેશ,
અવ્રતમાં કાલ ગમા વિઓજી, તીહાં ક્યાંથી ઉપદેસરે.
જીનજી મુજ. (૪)

અબ મનુષ્ય ભવ આઇ મલ્યોજી, પુન્ય સંજોગેરે એહ,
દરિસન દીઠો તુમ તણોજી, એ શુભ કર્મની રેહરે.
જીનજી મુજ. (૫)

દ્વાદસમા જીનવર સુણોજી, જયા માતાનારે નંદ,
દરસનથી દુરિત નિવારીએજી, વાધે પરમાનંદરે
જીનજી મુજ. (૬)

વલી વલી શું વિનવુંજી, સુણ ત્રિભોવનનારે સ્વામી,
માવિત્ર આગલ બાલ કરડેજી, વિનંતિ કરૂં શિર નામિરે.
જીનજી મુજ. (૭)

ઓગણીસો અઠોતેરમાંજી, આંત્રોલી નગર મોઝાર,
સુરી કૃપાચંદ્ર સુપસાયથીજી, મયાસાગર પ્રભુ તારરે.
જીનજી મુજ. (૮) સંપુર્ણ.

## મલીનાથજીનું સ્તવન.

ચાલો સખી સીધાચલ જઇએ એ રાગમાં.

ચાલો સહુ લોયણી જઇએ, મલીજીન પુજી લાવો લહીએ,
ચાલો સહુ લોયણી જઇએ એ આંકણી. ૧
શ્રાવક સહુ મલ્લીજીન સેવો, સેવોતો લહો મુક્તીતણો મેવો,
શ્રાવક. ૨
ઓગણિસમા જિનવર ભજીએ, જન્મ મરણ દુઃખ સહુ વમીએ,
હાંરે પુજા કરી પાવન થઇએ, ચાલો સહુ લોયણી જઇએ. ૩
ચવન તિથી ફાગણ શુદ ચોથે, જન્મીઆ મધુપુરમાં ઉલાસે,
હાંરે માગસર એકાદસી ખાસી, ચાલો. ૪

લંછન કલસ સોભિતું છે, સહુજ પંચાવન આયુષ છે,
કાયા માન પચીસ ધનુષનું છે, ચાલો. ૫
જનકરાજા કુંભ એવે નાંમે, પ્રભાવતી પુત્ર પ્રભા પાંમે,
પાંમે સુખ દુઃખ સઘલાં વાંમે, ચાલો ૬
માગસર શુદ એકાદશી દીક્ષા, તિથી તેજ કેવલજ્ઞાન શીક્ષા,
અણુસણ કરી સમેત ગીરી સીધા, ચાલો. ૭
ફાગણ શુદ બારસ તીથીએ, પાંમ્યા પદ નિર્વાણ શુભમતીએ,
વંદન કરી વારવાર નમીએ, ચાલો. ૮
તીર્થ ભોયણી અતી સારો, દેખતાં લાગે છે પ્યારો,
મયાસાગર કહે મુજને તારો, ચાલો. ૯
ઓગણીસો અઠયોતેર સાલે, આંત્રોલી નગરે ઉલાસે,
શુદ પંચમી શ્રાવણ માસે, ચાલો. ૧૦ સંપુર્ણ.

## નેમનાથજીનું સ્તવન.

### રાગ આશાવરી.

સમુદ્રવિજયજી નંદન સ્વામી, વંદન કરૂં શિર નામીરે,
જગ અંતરજામી
સિવાદેવી માતા પુત્ર નગીનો, જન્મ થકી ઓહિ ભિનોરે
જગ અંતરજામી
મનુષ્ય દસ પ્રમાણે કાયા, શુરી પુરી નગરીનો રાયારે. જગ. ૧
પાએ લંછનશંખ બિરાજે, સ્યામ વરણ કાંતિ છાજેરે. જગ. ૨

જાંન સજી જબ જાદવ આવે, તવ પશુંડાં પોકાર શુણુંવેરે,
આઠ ભવંતરનાં પ્રિત તોડી, શીવ રમણી સાથે જોડીરે. જ. ૩
બાર માસ વરસી દાનજ દીધું, ગીરનાર આવી સંજમ લીધુંરે,
ગીરનાર ગીરીવર મંડણ સ્વામી કેવલ લહીઉ શિવગામીરે. જ ૪
સમ વસરણ છબી સુંદર સોહે, દેખી શુર નર ઇન્દ્ર મન મોહેરે.
મોહની તીમાર દુર નીવારી, ભવિક જીવોને દીએ તારીરે. જ. ૫
જગ જન તારણ બિરૂદ સુણિને, હું આવ્યો આનંદ ધરીનેરે,
જિન ગુણ અનુભવ અમૃત દિજે, મયાસાગર સુખ કિજેરે. જ. ૬
સંવત ઓગણીસ અઠોતેર સાલે, આંત્રોલી નગરે ઓલાસેરે,
શુકલપક્ષને શ્રાવણ માસ, વાર શુક્ર પંચમી ખાસેરે. જગ. ૭

સંપુર્ણ.

## થંભણ પારસનાથજીનું સ્તવન.

શીતલ જીન સદા સુખકારી એ રાગમાં.

થંભણ પાસજી નમુ સુખકારી, તારી સુરતી મોહનગારી,
ભવિકજન લાગે છે પ્યારી, હાંરે પ્રભુ જાઉ તોરી બલીહારી,
ભવિકજન તારજો સુખકારી. (૧) એ આંકણી.
ઘનઘાતી કર્મોની કંદી, પ્રગટાવ્યું કેવલ આનંદી,
થયા લોકાલોક પ્રકાસી, હાંરે ગુણપર જાએ વસ્તુ વિલાસી. ભ. ૨
અક્ષય સ્થિતિ આવ્યા બાધ, દાનાદીક લબધી અઘાધ,
સાસ્વતા સુખના સ્વામી, હાંરે જડ ઇંદ્રી અસોગ વીરામી. ભ. ૩

જે કોઇ દેવના દેવ કહાવે, જોગી સરજેહને ધ્યાવે,
જસઆણા સુરતરૂવેલી, હાંરે મુની રદય આરામમાં ફેલી. ભ ૪
પ્રભુ નામ સુણીને હું આવ્યો, મુજ મનમાં હરખ સવાયો,
દર્શન દેખી આનંદ પાયો, હાંરે અતી રદયકમલ ઉલસાયો. ભ. ૫
ભવ અટવી માંહી હું ભમીયો, તીહાં કાલ અનંત નીગમીયો,
બહુ દુઃખરૂપી એ દરીયો, હારે તુમ ભક્તિથકી જાએ તરીયો. ભ.૬
પ્રભુ વામા માતાના જાયા, અસ્વસેન કુલ દીપાયા,
પ્રભુ ત્રણ ભુવનના રાયા, હાંરે તુમ દીઠે આનંદ સવાયા. ભ. ૭
થંભણ પ.સજીના ગુણ ગાવે, તે મન વાંછિત સુખ પાવે,
તેનાં દુરીત દુઃખ સવી જાવે, તસ ઘર મંગળીક માળા થાવે. ભ. ૮
શુદ્ધ ભાવથી પૂજા જે કરશે, તેના મનના મનોરથ ફલશે,
કહે મયાસાગર મુનીરાયા, હોજો સંગના તેજ સવાયા. ભ. ૯

## અથ સંભવનાથજીનું સ્તવન.

### આ છે લાલના રાગમાં.

શ્રી સંભવ જિનવર દેવ, સુરપતી સારેજ સસેવ,
આ છે લાલ ગુણ ગાઉં, હું તાહરાજી. (૧) એ આંકણી.
સેના માત અંગજાત, રાયજી તારી તાત,
આછેલાલ, અસ્વલંછન ઉર સોભાતોજી, ચ્યારસો ધનુષ્યની કાય,
કનકવરણ સોહાય, આછેલાલ સાવથી નગરીનો રાજીઓજી. ૨

ઉજ્વલ મૃગશર માસ, જન્મે ચતુરદશી ખાસ,
આછેલાલ, સંજમ પુનમે આદરેજી,
પંચમી કારતકી માસ, થયા લોકાલોક પ્રકાશ,
આછેલાલ ઈંદ્ર આદિ મોત્સવ કરેજી. ૩

બહુ તાર્યાં નરનાર, ટાલ્યા કર્મ વિકાર,
આછેલાલ સમેત સીખર સમો સર્યાજી,
સાતલાખ પુરવ આએ, એક સહસ મુનેરાય,
આછેલાલ શિવરમણી વેગે વર્યાજી. ૪

ધ્યાતા નરને નાર, કરૂણા રસ ભંડાર,
આછેલાલ, સમકીત શુધતસ્સ દીજીએજી, અરજ કરૂંછું એક,
પુરી છે પરતીત, આછેલાલ, મયાસાગર મુની તારીએજી.
સંપુર્ણ.

## પારસનાથનું સ્તવન.

પારસનાથ દુઃખ કાપો, દયાળુ ધણી કાપો, કાપો, કાપો,
દયાળુ ધણિ દુઃખ કાપોને, સુખ આપોને, દયાળુ ધણિ
પારસનાથ દુઃખ કાપો. (૧)

અષ્ટદ્રવ્યથી જે પૂજા કરશે, તેના મન વંછિત ફરશે,
ભવસાગરથી સેજે તરશે, ફરશે, તરશે, ફરશે,
દયાળુ ધણિ પારસનાથ દુઃખ કાપો. (૨)

અષ્ટ કર્મ મેં કીધાં ભારી, તેથી ગયો હું સમકિત હારી
દુઃખમાંથી લીચો મુજને તારી, ભારી, હારી, તારી,
દયાળુ ધણિ પારસનાથ દુઃખ કાપો. (૩
મુને તમારો સેવક કરી થાપો, સેવક થાપીને દુઃખડાં કાપે
દુઃખડાં કાપીને મોક્ષ આપો, કાપો, આપો, સ્થાપો,
દયાળુ ધણિ પારસનાથ દુઃખ કાપો. (૪
ગુણ તમારા નિત્ય હું ગાવું, દર્સન કરવા પ્રિતીથી આવું
દર્શન કરીને નિર્મળ થાવું, ગાઉં, આવું, થાવું,
દયાળુ ધણિ પારસનાથ દુઃખ કાપો. (૫
મયાસાગરનાં આશા પુરો, સંકટ તેહનાં સરવે ચુરે
કદીએ ન રહું તુજથી દુરો. પુરો, દુરો, ચુરે
દયાળુ ધણિ પારસનાથ દુઃખ કાપો. (૬) સંપુર્ણ

## વાસુપુજ્ય મહારાજનું સ્તવન.

ગરબાના રાગમાં.

બોલમા બોલમા બોલમારે, વાસુપુજ્ય સિવાય બીજું બોલમ
ડોલમા ડોલમા ડોલમારે, તું મોહના ઝપાટામાં ડોલમા.
જન્મ જરા દુર કરવા નિમિતે, અન્ય ઉપાય તું સોધમા
વાસુપુજ્ય.
સાકર સ્વાદને છોડી દઈને, વિષના પ્યાલા ઘોલમા
વાસુપુજ્ય.

આવના ચંદનની સુગંધ નથી લેતો, ગંધ ભરી ગિંદગી
ખોલમારે, વાસુપુજ્ય. ૪
કલ્પવૃક્ષને વેગલું તજીને, દાંતે લિંબડો છોલમારે,
વાસુપુજ્ય. ૫
રત્નત્રય આરાધના માટે, સાંન્તીનાથજીને તું છોડમારે.
વાસુપુજ્ય. ૬
પ્રથમ જીણુંદની પુજા કરીને, ભાવ તું આત્મ ભાવનારે,
વાસુપુજ્ય. ૭
મયાસાગર ઈમઇચ્છે છે મનમાં, સદા રહું પ્રભુના ધ્યાનમારે,
વાસુપુજ્ય. ૮

## પાંચમનીસઝાય.

સાંભલજો તુમે પંચમિ મહીમા, તે પાંચમ છે મોટીરે,
ધ્યાંન તણી બહુ ભક્તી કરીને, ભવ ભ્રંમણથી છુટેરે.
સાંભલજો તુમે પંચમી મહીમા. ૧ એ આંકણી.
પાંચમે પાંચ પ્રમાદ તજીને, અંદ્રી પાંચે વશ કીજેરે,
સચેત તણો પરીહાર કરીને, આતમા વસ કરી લીજેરે,
સાંભલજો. ૨
સુક્ષ્મ બાદરપણે જીવ વસીઓ, નરકત્રી જંચમાં ભમાઓરે,
શુભા શુભ કર્મોની પ્રણુતી, દેવગતી અનુસરીઓરે. સાં. ૩
દસ દ્રષ્ટાંતે દોહીલો છે, મનુષ્ય તણો સંજોગરે,
પુન્ય સંજોગે તે પણ મિલિઓ, પંચમીનો કરો ઉપીયોગરે,
સાંભલજો. ૪

નવ માસ ઉદરે જીવ વસીઓ, ઉંધે મસ્તક રહીઓરે,
તે દુઃખને તો કેવલી જાણે, તે સાભલતા બહુ ડરીએરે,
સાંભલજો. ૫

તે માટે તુમે ચેતોરે પ્રાંણી, જોગ મિલ્યો અતિ સારોરે,
મન સુદ્ધ કરીને કાંમને વારી, ગન્યાંન ભણિ અજુવારોરે,
સાંભલજો. ૬

જીવહિંસા જુઠ, વલી અદત્ત, મિથુન પરીગ્રહ લીજે વ્રતોરે,
રયણી ભોજન તણો પરીહાર, એ ટંક સુધપ્રતીક મતોરે,
સાંભલજો. ૭

પાંચમ આઠમને એકાદસી, ચઉદસ પુનમ ભાંખીરે,
થયાં કલ્યાણક એ તીર્થીઓમાં, બહુ સીદ્ધાંતો છે સાખીરે,
સાંભલજો. ૮

એણિપેરે નિરમલ તપ આદરતો, ભવસાગરથી તરસેરે,
મયાસાગર મુની એણિપેરે જાણે, સેહજે શીવસુખ વરસેરે,
સાંભલજો તુમે પંચમી મહીમા. ૯ સંપુર્ણ.

## સીધગિરિ સ્તવન.

ભવીકાં લોભ ન કીજે એ રાગમાં.

હરખ ધરિને સિધગિરિ જઇએ જઇએ તો પાવન થઇએરે,
ભવીકાં સિધગિરિ વંદો. એ આંકણી.

પુર્વ નવાણું એ ગિરિ ઉપરે, ચડીઆ આદિ જિણંદરે,
પુંડરીક ગણધર આદિ અનેક, મુની પહુંતા પરમાનંદરે,
ભવીકાં એ ગિરિ વંદો. ( ૨ )
જન્મ જરાને મરણ નીવારિ, જેણે સસ્વતપદ લીધરે,
કારતકી પુનમ પરવ કહીજે, દ્રાવડવારિ ખીલ સીધરે,
ભવીકાં એ ગિરિ વંદો. ( ૩ )
એમ જે ભવીક જન તીરથ ફરશે, તે કર્મ નિઃપ્રાશ્ચિત હરશેરે,
આત્મ પ્રાણી એ ગિરિ આવે, અભવીને મન ન થાવેરે,
ભવીકાં એ ગિરિ વંદો. ( ૪ )
હું પણ એ ગિરિવરને વંદુ, જેથી પુર્વ, દુષ્કૃત, નંદરે,
સંવત ઓગણિસે અઠોતર સાલે, આંતરોલી નગર ઓલાસેરે,
ભવીકાં એ ગિરિ વંદો. ( ૫ )
માસ ભાદવો કૃસન દશમી, મુજ મન અતી ઉલસાઈરે,
સુરી કૃપાચંદ્ર સુપસાએ કરીને, મયાસાગર મુનીએ ગાઈરે,
વંદો તો કર્મ નીકંદોરે, ભવીકાં એ ગિરિ વંદો. ( ૬ )
સંપુર્ણ.

સમાપ્ત.

# અગાઉથી આસરો આપનારનાં નામ

---

૬૩) શા. બેચરદાસ ધરમચંદ, ૧૦) શા. કારાભાઈ કરમચંદ ૧૦) શા. નાથાભાઈ વખતચંદ, ૧૦) શા. ભોગીલાલ વર્ધમાન ૧૫) ગામતોરણાવ ળા સંઘની, ૮) શા. અમથાભાઇ તલકચંદ ૫) શા. હેમચંદ હઠીસંગ, ૫) શા. મુલચંદ તલકચંદ ૫) શા. સનાભાઇ સાંકલચંદ, ૫) શા. મણીલાલ જેસીંગ ૫) શા. બાલાભાઈ મનસુખદાસ, ૫) શા. મણીલાલ મનસુખદાસ, ૫) શા. હઠીલાલ ગલાબચંદ ભાટેરવાળા, ૫) શા. જેસીંગ અભેચંદ, ૫) શા. માણેકલાલ મનસુખદાસ, ૫) શા. ડાહ્યાભાઇ રાયચંદ, ૫) શા. રતનચંદ જેચંદ, ૫) શા. સકરચંદ તલકચંદ, ૫) શા. છોટાલાલ પોપટલાલ, ૫) શા. મંગળદાસ ભુરાભાઈ કપડવંજવાલા, ૫) શા. મોહનભાઈ કાળીદાસ, ૫) શા. છોટાલાલ હઠીસંગ, ૫) શા. વાડીલાલ ઝવેરચંદ, ૫) અંબાલાલ લલ્લુભાઈ, ४) શા. દલસુખ ભીખાભાઇ, ४) શા. અમુલખ કીશોરદાસ.